JAN to DEC

FEB missing 1972

## Another Smash Hit from JAYANT DESAI

# Noor-E-Vatan





STARRING—

**MADHURI**

AND

**E. Billimoria,**

**Ishwerlal,**

**Keki Bava,**

**Shanta &**

**others.**



**Coming Shortly at**

## WEST END TALKIES.

The CROWNING ACHIEVEMENT

Tamil Talkie Production

# Bhakta Ramadoss

FEATURING:
**The Wellknown**
**MADURA DEVI BALA VINOTHA SANKETHA SABHA of NAWAB T. S. RAJAMANICKAM and Comedian SARANGAPANI.**

The Stage Play that has unsurpassed Record runs at Madras and other places and appreciated by Mahatma Gandhi, Ex Governor of Madras, Sir R. K. Shanmugam Chetty, K. C. I. E., Ex-President of M. L. A. Divan of Cochin. Now made into the greatest of Tamil Pictures so far produced.

| ACTUAL SCENES TAKEN AT BADRACHELLAM | GRIPPING DRAMATIC SITUATIONS —:o:— | PLEASING PHOTOGRAPHY & FLAWLESS RECORDING |
|---|---|---|

**COMIC PUNCHES PRODUCING**
**—CONVULSIVE LAUGHTER—**



**PRODUCED BY**

## PARMESWAR SOUND PICTURES

**COIMBATORE**

**at**
**RANJIT STUDIO—**
**offer invited for Sale Rights for Burma and F. M. S.**

Enquiries Pouring in write now to secure for RELEASE in your THEATRE.

# નિ...ર્ણ...ય

વ્યક્તિગત માન્યતાઓને આ સ્વતંત્રતાના યુગમાં એક જ વસ્તુ મર્યાદા આપી શકે છે અને એ બહુમતવાદ. એથી જ આજે સમુહે વધુ મતથી જાહેર કરેલ નિર્ણય આગળ વ્યકિત માથું નમાવે છે. જેમ રાજદ્વારી તથા સામાજીક ક્ષેત્રમાં સમુહમત એ કોઇ પણ જાતના આખરી નિર્ણય માટે એકજ અમોઘ સાધન છે એમ સીનેમાની દુનીઆમાં પણ કેટલીક અણ-ઉકેલી વ્યકિતગત માન્યતાઓને માટે સમુહ મતનો આશ્રય લેવો એજ વધારે હિતાવહ છે. પણ આમાં કેટલીક વાતો એવી હોય છે કે જેનો સમુહ સમક્ષ મુકાબલો કરવાના કરતાં એ એમને એમ અસ્પષ્ટ રહે એમાંજ બાંધી મુઠી લાખની રહેવા સંભવ છે. પણ કોઇક વખત વ્યકિતગત આત્મશ્લાઘા મર્યાદા ઓળંગી જાય છે અને અસ્પષ્ટ રહેવા સરજાયલી ચીજો સમુહમતના ત્રાજવામાં તોલ અને મોલને માટે રજુ થાય છે.

અમને કહેતાં આનંદ થાય છે કે એવા તોલમોલના મામલામાં દેશદાસીને સમુહનો મત બીનહરીફ જાહેર કરે છે. વસ્તુના ઉમદા આદર્શો—નવી દુનીઆના વર્તમાન પ્રવાહો અને એ ઉપરાંત રૂચિકર પ્રસંગોની સંકલનાએ આદર્શને જરાય મચડયા વિના, આખા ચિત્રપટને એવી છાપ બક્ષી છે કે જેને લઇને છેલ્લા અઠવાડીયા દરમ્યાન મુંબઇની જાહેર પ્રજાએ દેશદાસી ઉપર રીતસર દરોડો પાડયો છે એમ કહેવામાં જરાય અતિશયોકિત નથી. શિષ્ટ કુટુંબોએ તો આ ચિત્રપટની વસ્તુના આત્માને પકડી લીધો છે. થોકબંધ સન્નારીઓ આ ફિલ્મ જોવા રોજ રોજ ઉતરી પડે છે. જે પ્રશ્ન આજે હવામાં વ્યાપક બની ગયો છે એને રૂપેરી પરદા પર આટલી રસિક રીતે રજુ થયેલો જોઇ સામાન્ય જનસમુહને પણ એના તરફ અપૂર્વ આકર્ષણ રહ્યું છે. આ પ્રસંગે મુક ચિત્રપટોનો યુગ અચાનક અમારી આંખ સામે ખડો થાય છે. રણજીતની કારકીર્દીના પ્રારંભમાં જ સમુહની સમક્ષ તોલમોલ કરાવવાનો એક પ્રસંગ ઉપસ્થિત થયો હતો તે દિવસે પણ રણજીતે આજની પેઠે પોતાનાં ચિત્રપટને બીનહરીફ પુરવાર કર્યું. ગોહરનું અજોડ અભિનેત્રીનું સ્થાન પ્રથમ જ રહ્યું. આજે ફરી બોલતી ફિલ્મનો યુગ પણ એવો નિર્ણય કરી લે એમ નકકી થતાં ફરી રણજીતે રણ જીત્યું છે એમ કહેવામાં આત્મપ્રશંસાની ગંધ હોય તો પણ એટલો ઠપકો વ્હોરી લઇને એ વાત જાહેર કરી દેવાની ઇચ્છાને અમે રોકી શકતા નથી.



# નિવેદન.



"એરીસ્ટરની બૅરી"ની અપૂર્વ સફળતા પછી મારે હવે કયો વિષય ફીલ્મની વસ્તુ તરીકે પસંદ કરવો એ મારે મન ભારે મુંઝવણનો પ્રશ્ન હતો. મને અચાનક એક વીચાર આવ્યો અને એ વીચારની સાથે એક હજાર પ્રસંગોનો ધસારો મારા મગજ ઉપર થઇ ગયો. આ પ્રસંગ ઝડપી લઉં કે આ પ્રસંગ ઉપાડી લઉં એમ મારા મનમાં મુંઝવણ થવા લાગી. વર્તમાન જીવનમાં રોજ રોજ બનતા કેટલાય બનાવો, ભયાનક સમાચારો અને કરૂણ કથનીઓ મારા કલ્પનાના પડદા પર આમથી તેમ દોડવા લાગી. કોણ જાણે શાથી પણ મારા મનમાં એમજ વસી ગયું કે મેં આજ સુધી એકાદ વ્યક્તિના સુખદુઃખનો વીચાર કર્યો છે-એક વ્યકિતનાજ સુખ દુઃખ ગાયાં છે. પણ જેને સુખદુઃખ સંભળાવવાની વાચા નથી એને હું રૂપેરી પડદા પર કયારે ન્યાય આપીશ?

માનવજીવનના વીશાળ ક્ષેત્રમાં ડગલું દેતાં મને ઘણાય પ્રશ્નો વીચારવાના હતા. માનવી આજે વ્યકિત તરીકેજ જીવતાં શીખ્યો છે-પોતાનાજ સુખદુઃખનો એ વીચાર કરે છે. શાન્તિ, સંપતી અને સુખ મેળવવા માણસ આકાશ પાતળ એક કરે છે. પ્રાપ્તીની એ ચક્કી ફેરવતાં ફેરવતાં એ કેટલાને કચરી નાંખે છે, કેટલાને ઠોકરે મારે છે. કેટલાને વીસારે છે એનું એને ભાન નથી રહેતું. મંદીરમાં પુજા કરવા જાય ત્યાંય માનવી પોતાની કેડ વાંકી કરીને હજારો વર્ષથી એકજ વસ્તુ માગે છેઃ-"પ્રભુ! મને સુખી રાખ!". વ્યવહારના ઝંઝાવાતમાં ઝંપલાવે છે ત્યાં પણ માણસ એકજ વાત ઝંખે છે "હું લઇ લઉં-હું મેળવી લઉં" માનવસમુદાયની સૈકાઓથી વારસામાં ઉતરેલી આ મનોદશાને નવી દીશામાં વાળવી એ બહુ મુશ્કેલ છે, એટલે સમુદાયના સુખને મધ્યબીંદુ બનાવી એની આસપાસ સીનેમાની વાર્તાનું વસ્તુદર્શન રચવું એ એક અખતરો છે. પણ આખરે મને એક વીચાર સુઝી ગયો. જેના આત્માને જો અનુરૂપ પ્રસંગોથી હું સુશોભીત બનાવું તો જરૂર લોકમાનસને પણ જીતી શકું.

આ વીશ્વાસ અને અનન્ય શ્રદ્ધાથી મેં હિન્દુસ્થાનનાં સાત લાખ ગામડાંઓ તરફ દૃષ્ટિ દોડાવી છે. સારા જનસમુદાયને દોરનાર દેશભક્ત કે તત્વચીંતક હોવાનો હું દાવો કરતો નથી પણ શીક્ષણપ્રધાન વસ્તુ પસંદ કરીને આખા દેશની જે પ્રશ્ન તરફ મીટ મંડાઇ છે એને હાથ ધરી યત્કીંચીત સેવા કરવાની ભાવના હોવાનો અવશ્ય દાવો કરૂં છું.

રૂપેરી પરદાના પાત્રોને મેં આજ સુધી રડાવ્યાં છે-હસાવ્યાં પણ છે. પણ એ આંસુઓની ભીતરમાં માનવસમુદાય ન હોતો-એકજ વ્યક્તિનાં મનોમંથન હતાં. એ હાસ્યની પાછળ સામુદાયીક જીવનની કરૂણતા ન હોતી, વ્યકિતઓના જીવનની હળવી બાજુઓ હતી. આ ચીત્રપટમાં હું નવી દીશા રજુ કરૂં છું.

**દેશદાસી** દ્વારા હું **ગોહરનાં** આંસુઓમાં લાખોના નીશ્વાસ ભરૂં છું. બીલીમોરીયાના નમનાટમાં હું લાખો યુવાનના **આત્માનો** પડઘો પાડું છું. ઘોરી, દીક્ષીતને ગામડીયા બનાવી એમનાં હાસ્યમાંય હું ગ્રામ્ય જીવનની કરૂણતાનું નીરૂપણ કરૂં છું. મારા આ પ્રયત્નમાં હું કેટલે અંશે સફળ થયો છું એ કહેવાનું કામ મારૂં નથી. હું તો આજે મારા પ્રયત્નને રૂપેરી પડદા પર પુરા વીશ્વાસથી રજુ કરી કૃતકૃત્ય થાઉં છું.




માતૃભૂમિ અને દેશબંધુઓની સેવા કરતાં કરતાં જેઓ જીવે છે એવા દેશભક્તો અને દેશદાસીઓને ચરણે પરમ પૂજ્ય ભાવથી હું આ ચીત્રપટ સમર્પણ કરૂં છું.

ચંદુલાલ શાહ

# નામ સંશોધન

•—*—•

દેશદાસીના પાત્રને રજુ કરવાનું માન મેળવવા માટે હું મારી જાતને ધન્ય માનું છું જે દીવસે દેશદાસીની વાર્તા અને એના પ્રસંગોની ચર્ચા થઇ રહી હતી તે દીવસે જ મારા મ ઉપર એ પ્રશ્નની ઉપયોગીતા વીષે ઘણીજ અસર થઇ હતી, પણ એ વસ્તુને અનુરૂપ નામ કેમે બંધબેસ્તું નહોતું થતું. સૌ વીચાર કરી કરીને થાકયા. અનેક નામોની સુચનાઓ આવી અ રદ થઇ. સાત લાખ ગામડાંનાં કરોડો ભાઇબહેનોનાં સુખદુઃખનો વીચાર કરનાર પાત્ર માટે યો નામની ઉણુપ અમને સૌને સાલવા લાગી.

ત્રણ ચાર દીવસ સુધી સતત વીચાર કર્યા પછી મને એક નામ અચાનક સુઝી આવ્ અને હું તુરતજ સ્ટુડીઓ પર ગઇ. મી. શાહને મેં કહયું કે હું એવું નામ શોધી લા છું કે જે નામ નથી તમારી ડીક્ષનેરીમાં કે નથી ચાલુ વપરાશમાં. એ નામ છે "દેશદાસી

દેશદાસી નામ સાંભળી સૌ કોઇ ઉલ્લાસમાં આવી ગયા. મને પણ એમ લાગ્યું કે માર શોધખોળ સફળ થઇ અને મારા પાત્રનું નામ હું પોતેજ લઇ આવી છું, એટલે મને આત્મ સંતોષ પણ થયો. પણ મારા આત્મસંતોષ માટે નામ સંશોધનનો યશ એ એક જ કારણ નથ પફ પાઉડરની દુનીયાને દેશવટો દઇ, દેશનું ભાવી ઘડવા માટે ત્યાગમુર્તીઓ બની ગયેલી હજા યુવાન બ્હેનોનું માનસ રજુ કરવાનો મને પ્રસંગ પ્રાપ્ત થાય છે એ મારે માટે ઓછો આનંદ વીષય નથી. એક એક નીશ્વાસમાં હજારોનાં નીશ્વાસો સંભળાવતી, એક એક આંસુનાં બીંદુ કરોડો દેશબંધુઓની વેદના રજુ કરતી એવી ત્યાગમુર્તીઓના જીવનની મારા અભીનયદ્વારા હું ઝાંખી કરાવી શકું તો મારા જેવું ધન્ય બીજું કોણ હોઇ શકે ?

પોતાને દુઃખ થાય ત્યારે કોણ રડતું નથી ? સુખના સમાચાર મળે ત્યારે કોણ ખુશ થ નથી ? "ગુણસુંદરીઓ," "તુફાની તરૂણીઓ" અને "બેરીસ્ટરની બૈરીઓ" એ એવાં આં બહુ પાડયાં અને એવાં સ્મીત પણ બહુ વેર્યાં. હવે હું રડું છું–પતીની જોહુકમી માટે નહિ વ્યકતીગત આઝાદીમાં આવતી અડચણો માટે નહીં–પિતા, પતિ કે પુત્રીના સુખદુઃખ માટે નહિ પણ હવે હું રડું છું હજારોની હાલવરાળ માટે–કરોડોના ભુખ્યાં પેટ માટે–અસંખ્ય માનવીઓ ઉઘાડાં હાડપીંજરો માટે.

ગોહર

# DECISION.

IN these days of freedom, respect for the views of majority is the only thing that delimits the individual likes and dislikes. An individual has to bow down to the decision of the majority. The decision of the majority finally settles any question. It is highly desirable and more conducive to benefit to have recourse to the decision of the majority on questions on which no two individuals can agree. But there are some questions which should remain where they are—rather than have them solved by putting them before the majority. But often times it so happens that the confidence in one's judgment passes limit. Then the whole matter has to be consigned to the majority for weighing the pros and cons and deliver judgment.

We are glad to note "DESHDASI" has come off with flying colours in the test. The majority has given its decision in no uncertain words.

The refreshing ideals—the currents and cross-currents in the World of to-day—weaving together of appealing situations, without doing the slightest harm to the ideals underlying the story—all these elements have created such a pleasing impression on the Public in Bombay that it is really besieging the Box Offices at the West End. The Educated and the Elite have liked the ideas and spirit underlying the story. Women are daily pouring in at the doors of the Cinema to witness "DESH DASI". The Public is drawn to the film as it finds that the depiction of the all-engrossing problem is fervently and delicately executed. At this point, an epoch-making period of the good old Silent Days suggests itself. During the early days of Ranjit's career, the decision of the majority was resorted to. That time—even as to-day—Ranjit was declared to be a Co., without a rival—Gohar's position as an inimitable actress of the first rank remained unchallenged. And to-day—in these days of Talkies, we can safely say that the Public will give the identical decision. This asservation may smack of self-praise. But we cannot restrain ourselves from declaring this decision of the majority—though we may be charged of booming our own merits.

# All Over a Mask.

PEOPLE call Madhuri the Venus of the Silver Screen. Some of the picturegoers ask in wonderment, in the fan mail, whether she has not stolen form and beauty from the Dieties of Beauty. Madhuri is now so tired of these praises and sweet honeyed flatteries, that she has declared that henceforward she would be concealing her face.

The moment she made this declaration, questions and letters began pouring in from all sides. Everyone was discussing this latest declaration of Madhuri. It was decided to send Representations. A procession headed by Eddie Billimoria and accompanied by all the usual paraphernalia approached Jayant Desai.

Hot disccusion ensued—words were bandied. Billimoria was very eloquent in his pleas on behalf of those present and thousands of others who could not join the procession. To give emphasis to his say, he was all along striking his hands on the table.

" My Lord everything seems to be at sixes and sevens. How dare Madhuri say that she will not expose her face to any one's gaze ?"

Mr. Jayant Desai—showing as if he attached no importance to the vehemently eloquent words—said " You are giving one sided arguments. Please remember that there is always an otherside to the medal. I can't give my say till I have heard the other side."

A gun shot was heard—the whole room was engulfed in smoke. A young girl wearing mask was seen getting down the stairs. She had fired the gun while she was getting down.

" Madhuri what do you mean by creating this row—you have insulted my hero—you will have to pay for this grave misdemeanour of yours." Mr. Jayant Desai said with all the air of a judge.

" But Mr. Desai, I have said nothing of the sort to your hero."

Billimoria got exasperated " Well-well-did you not say now that you would not be showing your face ? And then you are trying to browbeat eh ?

" Oh—I see ! Thing is that, Mr. Desai, I had dressed up as a masked one for " Noor-e-Vatan "—and was getting down. Mr. Billimoria came there and asked me to show my face. I told him to get the Director's permission. If I take off the mask then the makeup would have been spoilt. If the makeup is spoilt then the photography would suffer—if photography is bad then—".

" Well well Miss Madhuri a good speech that. These speeches are no good for a Maramari scene." Mr. Desai cut the dialogue short.

Suddenly all rushed to the setting-in a flash of a second the fine setting was converted into a veritable battleground. Studio Manager was engrossed in putting right the things that were thrown asunder. Director was seeing the effects of the scene. While Billimoria and Ishwerlal were after their own wounds.

" See now—here's my face—" said Madhuri with a smile on her face.

# AN EPILOGUE

AFTER the successful release of "Barrister's Wife" I was racking my brains for the next subject One idea struck me—and thousands of situations allied with that idea swept across my brain. I was at a loss to select one out of the manifold situations—all were equally vehement in their call. World of today–with its happenings, news oozing tragedy–the sorrowful events of the day all began to play havoc in my brain.

This whirling of ideas and conflicts threw into bold relief one point. Until this time I was delineating the sorrows and delights of an individual. But there are millions of individuals whose sorrows and delights find no tongue. When shall I be able to delineate these sorrows and delights of these dumb millions?

When I thought of mankind many questions cried for attention–man today is thinking of his own existence–his own comforts. Man leaves no stone unturned to secure peace, money and happiness. In doing so he cares not how many souls he brings to grief. When a man prays to God in the temple–his prayer is about himself –he says "God make me happy!" In the commercial world the struggle is for grabbing–every one thinks of taking the most of the benefit for himself.

It is a herculeaen task to effect a change in the mental background of man–a background that has been handed from ages. To make the sorrows of the masses the central point of film story is a huge task. An idea flashed across my mind–the public would be satisfied if the central point of sorrows of man is adequately dressed up and mounted.

With the confidence born of this idea I thought of the seven lacs villages of India. I do not claim to be a patriot who draws unto himself the masses nor to be a politico–philosopher. But I do claim my right to do my quota of service to the country by treating–via the celluloid–a question which is engrossing the attention of the whole nation. And the educational value of such a subject for film is none too small.

I have made my characters cry on the screen–I have made them laugh also. But these tears were not for the masses–they were for the sorrows of an individual. The laughter delineated on the screen had no bearing on the woe-begotten life of the masses. Contrariwise, they referred to the lighter side of an individual. In this picture I am striking a different path. GOHAR–who portrays DESH DASI–cries–and–in her tears will be found the tears and sighs of millions. In Billimoria's frenzy of soul will be found reflected the agonies of modern youths. I have given the roles of villagers to Dixit and Ghory. In their laugh will be found the tragedy that underlies the lives of the villagers.

I will not say as to how I have succeeded in these attempts. I have done my duty–and feel comforted for having confidently put my attempt on the silver screen. I dedicate this picture to those patriots and Deshdashi's who live for and die in the service of motherland and countrymen.

CHANDULAL SHAH.

# Search for a Title.

I BLESS myself for having the honour of delineating the role of DESH DASI. When the subject and the situations in DESH DASI were being discussed, I was much impressed by the gravity and utility of this subject. But no adequate name could be fixed upon. All racked their brains. All sorts of names were suggested. A character that had on its shoulders the sorrows and happiness of seven lacks of Villages. All of us were vigorously thinking for a name that would suit this character.

I thought over this for three or four days. A name accidently suggested itself to me. Delighted at the solution of an intricate problem, I rushed straight to the Studio, I saw Mr. Shah and told him that I had found a name that was not to be found in any Dictionary or ordinary usage. It was "DESH DASI".



All were agog with happiness at the name. My troubles were amply rewarded. I was exceedingly pleased with myself for having found out a name for a character that I was to play. Of course I was pleased not because of name only. To be able to portray the mental workings of thousands of women who threw creams and powderpuffs to the winds and bore the cross of service to the nation! Well that was no small cause for being pleased. What greater blessing could befall me than be able to delineate with the help of whatever meagre histrionic abilities I possessed—the DESH DASI (the incarnations of TYAGA) in whose sigh the sighs of millions are echoed, in whose one tear the tears of millions are reflected?

Who does not cry when one is aggrieved? Who is not pleased at hearing good tidings, "GUN SUNDARI" "NAUGHTY GIRL" and "BARRISTER'S WIFE" cried for individual grievances. But now I cry not because of the oppression of the husband and not for the happiness of Mothers and Daughters, not because of obstacles in the freedom of an individual—but now I cry for the burning of hearts of thousands—for the empty and hungry stomachs of millions, for the rickety skeletons of innumerable countrymen of mine.

GOHAR.




*Amritsar*
*28th June 1935*

DEAR MADHURI,

With reference to your letter of the 31st March, I feel obliged and offer my heartfelt thanks for the same. I visited your picture entitled the "COLLEGE GIRL" which is being screened at Lahore and found your acting the most excellent. I say by God that still my heart throbs with joy when the picture passes before my eyes. To say the truth it deserves my praise from the core of my heart. The Public of Lahore has a very high opinion of this picture.

I hope that similarly you will remember me by informing me of the pictures that you act in.

An early response will much oblige,

Believe me
Sincerely Yours,

H. NAGE,
P. S. L., A. R. E.

સુરત તા. ૪-૭-૧૯૩૫

**મી. બીલીમોરીયા**

મુ૦ દાદર

જત આપે રણજીત બુલેટીનમાં સદાને માટે ખાદી ધારી રહેવાનું જણાવ્યું છે તેથી હમારી કડકા કુંપનીના ૭ મેમ્બરો હૃદયપુર્વક આપનો આભાર માને છે.

હમારી કુંપની પ્રખ્યાત સુરત શહેરના મદનના નાકા નીચે સભા ભરી બેઠી હતી. તે વખતે રાહદારીના મોંમાથી આપનું નામ ઘણું જ બોલાતું હતું એટલે હમારી કુંપનીએ રણજીત બુલેટીન ખરીદ કરવાની દરખાસ્ત પસાર કરી ખરીદ કર્યું તેમાં આપે કપડા જલાવી દેવાનું લખ્યું તેથી હમારી કડકા કુંપની ઘણીજ નારાજ થઇ કે જલાવી ન દેતા નીચેના સરનામે મોકલી આપશો તો હમારી કડકા કુંપની ઘણોજ આપનો અહેશાન માનશે. પછી તો આપ સાહેબની મરજી.

**ધી કડકા કુંપની લીમીટેડ**

( સરનામું )
ઠે૦ કડકા બીલ્ડીંગ, થર્ડ ફ્લોર,
સુરત.

વેંકટેશ્વર મહાદેવ
બીજે માળે રૂ. નં. ૧૬
ગીરગામ બેક રોડ,—મુંબઇ.

# "બેરીસ્ટરની બૈરી માટે ગોલ્ડ મેડલ પત્ર"

પ્રિય સખી,

તારા જ્યારે સોનેરી પગલા આ સીનેમાં રૂપી સ્વર્ગમાં ઉતરવાના હતા, તે પહેલાં જ તારા યશોગાનની ઝાંખી રેખા પથરાઇ ગઇ હતી. તારા પગનો નુપુર રણકાર, તારા કોકીલ કંઠીણીનો અનીલો ટહુકાર, કયારનોજ રેલાઇ ગયો હતો, તારૂં નામ પણ મોટું, શુ? તકે "બેરીસ્ટરની બૈરી" આવે છે, આવે છે હું તો તારીજ રાહ જોતી. આખરે તુ તો ઉડતી ઉડતી આકાશ ગંગામાંથી ઉતરી વેસ્ટ એન્ડના દરવાજામાં પેઠી. તારા યશોગાનના અમીઝરણાઓથી તે એક સરોવરીયુ બનાવ્યું. ને શું કર્યું કહું? તારા એ મીઠા સરોવરીએ, અનેક મનુષ્યો રૂપી હંસલાઓને તારા અમીઝરંતાં છાટણાં ઝીલવા બોલાવ્યા.

શું તારી હાકલ? જાણે આંબલીયાની ડાળે બેસી, દરેક ડાળીએ વસંતના સંભારણા કરતી નાચતી ને કુદતી એ વાસંતી દેવીનો જાણે ટહુકો. શું તારો લેખક?.જાણે વીસમી સદીનો રસથી ભરપુર બનેલો રસથાળ! શું તારી ફોટોગ્રાફી? જાણે સ્વર્ગના મૃગલાઓ! શું તારા પાત્રો! જાણે કોયલડીનો ટહુકો સાંભળી ઘેલા બનેલા ગણગણતા મધુકરો. શું તમારી વાણી? જાણે આકાશમાંથી પડતાં મેહૂલીયાના ફોરા.

તારૂં નામ શું? તકે લીલી! તે વસંતને આપેલું સહચારીણી બનવાનું વચન, મનમાં રચેલા સુખના અણમોલ, ને હવાઇ કીલ્લાઓ પણ એ કીલ્લાનો એકાએક ધરતીકંપ થઇ ગયો. લીલી તે તો કમાલ કરી હો!

જે વખતે બેરીસ્ટરે તારી માંગણી કરી, કારણ કે તારો પિતા એનો દેવાદાર હતો. પણ તારા એ આપઘાત કરતા પિતાને બચાવવા ખાતર તે આપેલું તારૂં બલિદાન તે તો ભુલાય એમ નથી. શું તારૂં તે વખતનું વાક્ચાતુર્ય.

આખરે તું તો બેરીસ્ટરને ઘેર ગઇ, કાં તો તારે સાસરે ગઇ, બેરીસ્ટરની બૈરી બની અને તારૂ એ સોણલા ભરેલું નાવડું, પેલા ધોળી ધોળી દાઢીવાળા જાણે પીસ્તાલીસમી વર્ષના સદીનો નવયુવાન, એની સાથે હંકાર્યું.

લીલી તને સાસરે પણ ઘણુ દુઃખ પડ્યું હો? તારા હાથમાં બબ્બે શંખલાઓ હતી, એક બાજુ તારા વિયોગથી ને તારા સ્નેહથી તરબોળ થએલો ને પછીથી આશા ભંગ થએલો એજ કોલેજીયન યુવાન વસંત-એક બાજુ તારો ઘરડો પતી.

તારા નામની જપમાળ જપતો અંધ ઘેલો વસંત, રસ્તામાં થએલો એકસીડંટ ને કર્મ સંજોગે તારાજ ઘરનો એ અતિથી બન્યો. લીલી, તારી તો તે વખતે "સુડી વચ્ચે સોપારી જેવી સ્થીતી હતી હો! તારા પતિએ કરેલો સખત મનાઇ હુકમ હોવા છતા અને તારી પાસે લઇ લીધેલુ વચન કે હવેથી વસંતને કદી ન મળવું. એમ હોવા છતાં પણ તું એ તારા જુના અતીથીને પાટો બાંધવા ગઇ. તેજ વખતે વસંત લીલી, લીલી, કહી લલકારતો હતો? હાયઃ અફસોસ, તારૂ પણ હૃદય તે વખત શું કહેતું એતું તો દુઃખ જેને સ્નેહભંગની કટારીઓ વાગી હોય તેનેજ ખબર પડે.

તને ઘરમાંથી કાઢી મુકી; તને માતૃપ્રેમનો એટલે તારી વહાલી ઇન્દુથી પણ તને વીખુટી કરી. કારણ તારા ઉપર વસંતના પત્ર બદલ ખોટા આરોપ મુકયો હતો. હશે તું ગઇ પણ તારા વહાલસોયા બોલોની સૌરભ તારા ઘરના સર્વ નોકર ચાકરોને પણ આપી ગઇ. તે પણ તારા વિયોગથી ઝુરતા હતા. તું કેટલી માયાભરી હતી વારૂ?

જે વખતે માની છબી પાસે જાય છે, તેમજ ધીરેથી બાળણુ ઉઘાડી તારાજ ફોટા આગળ નિર્દોષતાથી અને તેટલાજ ગંભીરથી પ્રાર્થના કરે છે ને એનો તે વખતનો હૃદય-ભેદી ચીતાર કે "માં શું તું મને ભુલી ગઇ? તું મારાથી રીસાઇ ગઇ? મને તારી પાસે નથી બોલાવતી?" બીજુ વાકય જે વખતે રામુ એને બોલાવવા જાય છે તે વખતે "જેની મા મરી જાય, તે રમવા ન આવી શકે" પણ રામુ તુ તો બહુજ જબરો હો? તે તો તરત એને હસાવી ને રમાડવા લઇ ગયો. તું તો અજબ છે? તારી નિર્દોષને રમતીઆળ બેન પરનો નિર્દોષ પ્રેમ હાર્દીક હૃદયથી તારી બેન પ્રત્યે બતલાવે છે.

તારી જેઠાણીનો તો શો રૂઆબ ને શો ઝણુકાર? જાણે ડાકણનો દશમો અવતાર. ને જે વખતે જરી જરી વારમાં ઘરના માણસો જોડે લડે ત્યારે તો જાણે કૌરવ પાંડવો વચ્ચેનુ યુદ્ધ. તારી જેઠાણી તો જાણે મહાભારત હોય એમ જ મને લાગતું. પણ તારો જેઠ તો જાણે મોટો શંભુ મહાદેવ કે જેમ પાર્વતી નચાવે તેમ નાચ્યા કરે, ને એની આજ્ઞાઓજ માન્યા કરે. બીચારો ઘણીએ પોતાની બૈરીને ધમકાવા જાય, પણ કરે શું? બૈરી તો કાલીકા માતા-નોજ દશમો અવતાર કરે ને ચંડીસ્વરૂપ એવું તો બતલાવે કે બિચારો લાજ ઢીલો ઢબ જેવો થઇ બેસી પડે. મને તો ખરેખર એ ચોખ્ખો બંભોળા મહાદેવ જેવો લાગતો. અને રામુને તો જરા નારદનું ઉપનામ આપું તો ખોટુ ન કહી શકાય.

તારી ઇન્દુનો ફોટો તુજ, તારાજ વસંતને ઘેર લેવા ગઇ. વસંતે પોતાની "એકવાર બનીશ" એવા ઉલ્લાસથી તારી મુર્તીઓ ચીતરી તેનુજ ચીંતવન કરતો હોય એમ તને એની ઘણી નીશાનીઓના સ્મરણ સોણલા બતલાવ્યા. તારા પર એને પ્રેમનો ઝરો ઉભરાઇ આવ-વાથી તને બલાત્કાર કરવા લાગ્યો. તમે પહેલા હુલીલી પ્રતીજ્ઞા કે મરીશુ તો સાથેજ, એક જ પળે મરીશું પણ અફસોસ તારાજ હાથે બન્ને ઝેરના પ્યાલાઓ તૈયાર કર્યા, અને એક જ ઘડીનો ફરક પડવાથી તારો જુનો સાથી પરલોક ગમન કરી ગયો. તું પણ તૈયારીમાંજ હતી. પણ વાતાવરણ જુદુજ થઇ ગયું ને તારે, તારી પુત્રીનો મેળાપ પછી કુદરતી રીતે જ કેવી રીતે થાય છે. એ તો જાણવા જેવું રહસ્ય છે હો!

તારૂં જેલમાં જવું. કુદરતી રીતેજ પુત્રીએ માતાનો કેસ હાથમાં લેવો, પાંજરામાં તું, ખુરસીમાં તારોજ પતી ન્યાયાધીશ, સામે બાજુએ તારીજ જમાઇ, ને તારીજ પુત્રી. એકજ કુટું-બના માણસો એકજ સ્થળે અજાણતાજ ભેળા થાય જાણે ગંગા સીધુનો સંગમ. એ કલ્પના કરનાર ને એ હૃદય વેંધકના બાણ મારનાર એ લેખકની કલમને ને એના મગજની કલ્પનાને પણ ધન્ય છે.

છેવટે પાંજરામાંજ તારૂં પ્રાણ પંખેરૂ ઉડી ગયુ તારા વસંતને મળવા તુ ઉડી ગઇ. તારીજ ઉની વરાળના છાંટાથી તે નિર્દોષતા બતલાવી ને એનો પશ્ચાતાપ કરતો ન્યાયાધીશ પણ તારેજ, પોતાનીજ પત્નીને મળવા એ પંથે સંચર્યો.

તારા જેઠ જેઠાણી તો પાછળથી બીચારા તારી પુત્રી ઇન્દુને એનો પતિ એનેજ જોઇ આનંદ માનવા લાગ્યા. રામુ પણ, કોઇ અનેરા તરંગોમા ફરી, એ પણ સુખી થયો.

"બેરીસ્ટરની બૈરી" તને મે મારી ભગીની ગણી ને તારા ઉપર મે પત્ર લખ્યો. તે માટે ક્ષમા યાચુ છું.

લેખક? તને પણ આમારી કલમ અભી-નંદન આપે છે. અને ઇચ્છું છું કે તું હંમેશ એવાજ ચિત્રો કાઢી ભવિષ્યમાં વધારે સફળતા મેળવે એજ આશા. વધુ શુ લખુ?

એજ

લી.

**કુમારી નિર્મળા એલ. ઓઝા**

'ના વંદન.

# સ્ટુડીઓ સમાચાર

**હસતાં મ્હોં !**

દોરદમામ સાથે **દેશદાસીની** અપૂર્વ ફત્તેહ સ્ટુડીઓના વાતાવરણમાં ફેલાઇ ગઇ છે. એકે એક આર્ટીસ્ટનાં મ્હોં ખુશખુશ દેખાય છે. જ્યારે **મી. શાહ** દેશદાસીની આવી ઉજ્જળી કારકીર્દી પછી કયા નવા પ્રશ્નને પોતાની વાર્તા તરીકે ઉપાડી લેવો એની વિવંચનામાં પડયા છે.—

**મીસ ગોહરનું** અજોડ સ્થાન દેશદાસીએ પૂરવાર કર્યું હોઇ એ પણ નવા ચિત્રના પાત્રની આસપાસ અભિનય કલાને કેમ સંપૂર્ણપણે ખીલવવી એની ખાસ કાળજી રાખતાં થઇ ગયાં છે. આમ અપૂર્વ વિજય પછી આવતી સુસ્તીને બદલે રણજીતના વાતાવરણમાં ઓર ઝલકદાર કામ રૂપેરી પરદાપર પેશ કરવાની યોજનાઓ વિચારાઇ રહી છે.

**અધિરાઇ વધશે !**

નૂરેવતન એનાં રૂપેરી કિરણો સેટીંગોએ સરજેલા આલેશાન મહેલોમાં ફેલાવે છે અને વરસાદ શમી જતાં કોઇ રાજવીના ગગનચુંબી મહેલોની મુલાકાત લેવા તૈયારી કરશે. રૂવાબદાર પહેરવેશ અને રોનકદાર ઉઠાવ સાથે રૂચિકર પ્રસંગોને અનુકુળ સજાવટ નૂરેવતનની એક ખાસ નવીનતા છે. રિવોલ્વરો અચૂક હશે. મારામારીના પ્રસંગો એમાં આવશે જ પણ રૂપેરી પરદા પર પહેલીજ વખત સ્ટંટ ટાઇપના ચિત્રપટ સાથે દેશભક્તિની ઉમદા ભાવનાને વણી લેવાનો પ્રયત્ન કરવામાં આવેલ છે-કેટલાક ઘરગતુ પ્રશ્નોને સ્થળે સ્થળે વેરી દઇ વતનને ખાતર મોતનો મુકાબલો કરતા એક યુવાન અને પિતાની સામે પણ સત્યને ખાતર સર ઉચું રાખનાર યુવતીની જવલંત જીવન કથા આ ચિત્રપટમાં ઓતપ્રોત કરવામાં આવી છે. પ્રેક્ષકોની જીજ્ઞાસા ઉશ્કેરાય અને પળે પળે અધીરાઇ વધતી રહે એવી જીગરજીત પ્રસંગોની રચના નૂરેવતનમાં ખાસ કાળજીથી કરવામાં આવી છે અને **મી. જયંત દેસાઇ** એની પાછળ પૂરો પરિશ્રમ લઇ રહ્યા છે.

**સાવધાન !**

**મી. રાજા સેન્ડો** "સાવધાન' શબ્દ કહેતાંની સાથે દુશ્મનના ઉપર અજબ છટાથી કૂદી પડે છે. લોકો કાલાચોર કાલાચોર કરીને અહીંથી તહીં નાસે છે અને મી. સેન્ડોનો પ્રચંડ મૂક્કો ઇશ્વરલાલને બહુએ વખત બેહોશ બનાવે છે.

"કાલા ચોર"ની હીરોઇન મીસ પદમાના દશ્યો ઝડપથી ઉતરી રહ્યાં છે અને કોમેડીયનોની મશહુર ટોળી-ઘોરી દિક્ષિત અને ચાર્લી ઉઘતાં ઉઘતાં-ઝોકાં ખાતાં ખાતાં પણ કમલ કુમારી સાહિબા તરફ મીઠી નજર કર્યા કરે છે. પણ આખરે કાલાચોરનો લોખંડી મુક્કો પડતાં એમનાં બંધાય હવાઇ કિલ્લા જમીનદોસ્ત થઇ જાય છે. ઇશ્વરલાલની સામે આંસુ પાડતા આ ત્રણે કોમેડીયનો આ ચિત્રપટમાં કમાલ કામ કરી જાય છે.

**મેડ પ્રિન્સેસ !**

મેડ પ્રીન્સેસ હમણાં આરામ લેવાનો ઇરાદો રાખે છે કારણ કે નૂરેવતન પુરૂં થયા પછી જ એ પાગલને સ્ટુડીઓમાં દાખલ થવાનો હુકુમ કરવામાં આવ્યો છે.

**વીજલી !**

રણજીતની "વીજલી" હમણાં પોતાની સખી સામે આકાશમાં જોઇ રહી છે અને એની તમામ ચમકની ચોરી કરી રહી છે કારણ કે એને ૧૯૩૬ સર કરવું છે.

# ચંદ્ર છુપે નહિ બાદલ છાયો!

લોકો મધુરીને સીનેમાના રૂપેરી ચાદરની "વિનસ" કહે છે. રૂપ દેવતાના અંગેઅંગમાંથી કેમ જાણે એણે સૌંદર્ય ચોરી ન લીધું હોય એમ અનેક પ્રેક્ષકો વારંવાર પ્રશંસાપત્રોમાં લખે છે. એ બધી પ્રશંસા અને મીઠી ખુશામતોથી મધુરીને કંટાળો આવી ગયો છે અને એમણે જાહેર કર્યું છે કે હવે એ પોતાનું મુખચંદ્ર છુપાવી રાખશે!

એ નિર્ણય એણે હજુ જાહેર કર્યો ન કર્યો ત્યાં તો ચોમેરથી પ્રશ્નોની પરંપરા ચાલી –મધુરી એનું મુખડું નહીં બતાવે એ વિચાર માત્રથી હર જગાએ ચર્ચા શરૂ થઇ–પ્રતિનિધિ મંડળ મોકલવાના નિર્ણયો થયા–અદિ બીલીમોરીયાની સરદારી નીચે એક સરઘસ પણ નીકળ્યું અને આખરે તમામ મામલો વાજતે ગાજતે નૂરે વતનના ડાયરેકટર મહાશય શ્રીમાન જયંત દેસાઇની અદાલતમાં રજુ થયો.

ગરમાગરમ દલીલો થઇ રહી હતી–ટેબલ ઉપર હાથ પછાડીને ભાષણ કરનારની છટાથી મી. બીલીમોરીવા બચાવ પક્ષની ગેરહાજરીમાં ઔર જોરથી શોરબકોર મચાવતા હતાઃ "મી. લોર્ડ! આ તમારા ન્યાયી કારભારમાં ભારે અંધેર ચાલે છે–મધુરી એમ કેમ કહી શકે કે હું મારૂં મ્હોં કોઇને નહીં બતાવું!" એમના વજનદાર શબ્દોમાં કેમ જાણે કંઇ વજુદ ન હોય એમ દેખાવ કરતા મી. જયંત દેસાઇએ સાફ સાફ સંભળાવી દીધું "ફરિયાદી પક્ષની દલીલો એકતરફી છે. બચાવ પક્ષની દલીલ સાંભળ્યા શિવાય હું કશો નિર્ણય આપી શકતો નથી." અચાનક રિવોલ્વરના ધડાકા થયા અને સ્ટુડીઓના ચોગાનમાં મળેલી અદાલત ધ્રુજી ઉઠી. બુરખાવાળી બનીને એક યુવાન સ્ત્રી સીડી પરથી ઉતરતી હતી. પગથીયાં પર પગ દેતાંની સાથે જ એણે બંદુકનો બહાર કર્યો.

"મીસ મધુરી તમે આ શુ તુફાન માંડયું છે, તમે મારા હીરોનું અપમાન કર્યું છે એ બદલ તમારે જવાબ આપવો પડશે!" મી. દેસાઇએ મુનસિફની છટાથી પૂછયુંઃ–"પણ મી. દેસાઇ મેં હીરો સાથે એવી વાત જ કરી નથી."

"વાહ વાહ હમણાં તો મને કહી દીધું કે હું મ્હોં નહિ બતાવું અને ઉપરથી પાછી દાદાગીરી કે." મી. બીલીમોરીયા છંછેડાઇ ગયા.

"અ હો હો હો! હું સમજી! વાત એમ બની મી. દેસાઇ, કે હું નૂરેવતનનો બુરખાવાળો પોશાક પહેરીને ઉતરતી હતી. ત્યાં મી. બીલીમોરીયાએ મને કહ્યું કે તારૂં મ્હોં મને બતાવ. મેં કહ્યું કે ડાયરેકટરની પરવાનગી લઇને આવ. બુરખો ઉતાર્યા કરૂં તો મેક અપ બગડે અને મેક અપ બગડે તો મારી ફોટોગ્રાફી ખરાબ આવે અને ફોટોગ્રાફી ખરાબ આવે તો –"

"બસ બસ મીસ મધુરી! આવું ભાષણ શાનું પણ! ચાલો ચાલો બધાં–મારામારીના સીનમાં એવાં ભાષણોની ટેવ સારી નહિ." મી. દેસાઇએ વાતને વચ્ચેથી કાપી નાખી.

અચાનક સેટીંગમાં સૌ જગા પર હાજર થઇ ગયાં. જોતજોતાંમાં તો એ સુંદર સેટીંગ પાણીપતનું મેદાન થઇ ગયું. સ્ટુડીઓ મેનેજર ટુટતી ફુટતી ચીજોમાં ગુંચવાઇ ગયા. ડાયરેકટર મહાશય સીનોનો ઉઠાવ જોવામાં રોકાઇ ગયા. જ્યારે ઇશ્વરલાલ અને બીલીમોરીયા બન્ને કયાં કયાં માર પડયો છે એની ગણત્રી કરવામાં મશ્ગુલ થઇ ગયા.

"લ્યો હવે મારૂં મુખડું ખોલું છું." અટ્ટહાસ્ય સાથે મીસ મધુરીએ મુખ પરનો કાળો પરદો ખસેડી નાખ્યો......

---

# BLACK BANDIT





A
RAJA SANDOW
PRODUCTION



FEATURING
RAJA SANDOW
PADMA
KHATOON
ISHWARLAL
GHORY
DIXIT
CHARLI
RAM-APTE
KESHRI
SHANTA



काला चोर

*Coming Shortly*
AT
WEST END
TALKIES.



Registered No. B. 3386

વિજયનો વાવટો
ફરકાવતું
૨ જું
અઠવાડીયું
ચાલુ છે.



## દેશ દાસી

મુખ્ય પાત્રોઃ—
ગોહર, ઇ. બીલીમોરીઆ

વેસ્ટ એન્ડ ટોકીઝ

